११२८

# श्रीसत्यनारायण कथा.

## ॥ सूतउवाच ॥

अथान्यत्संप्रवक्ष्यामिकृतंयेनपुराद्विज ॥
कश्चित्काशीपुरेरम्येह्यासीद्विप्रोऽतिनिर्धनः ॥१॥

ટીકા સુતજી કહેછે. બીજું એક કહુંછું કે આ વૃત પુર્વે રમણીય એવા કાશીક્ષેત્રને વિશે રેહેનારો નિર્ધન એક બ્રાહ્મણ હતો. ॥ ૧ ॥

क्षुत्तृड्भ्यांव्याकुलोभूत्वानित्यंबभ्रामभूतले ॥
दुखितंब्राह्मणंदृष्ट्वाभगवान्ब्राह्मणप्रियः ॥२॥

ટીકા—તે દરરોજ ભુખે અને તરશે પીડાએલો આ-કુલવ્યાકુલ થઇ કાશીક્ષેત્રમાં ફરે એ અત્યંત દુઃખીત બ્રા-હ્મણને બ્રાહ્મણ જેને પ્રીય એવા જે શ્રીભગવાન એમણે તેને જોયો. ॥ ૨ ॥

वृद्धब्राह्मणरूपस्तंपप्रच्छद्विजमादरात् ॥
किंमर्थंभ्रमसेविप्रमहींनित्यंसदुःखितः ॥३॥

ટીકા—અને પોતાનું રૂપ બદલી ઘરડા બ્રાહ્મણનું રૂ-પ લઇ એ દરીદ્રી બ્રાહ્મણને પુછેછે કે હે બ્રાહ્મણ અત્યંત દુઃખીત એવો જે તું આ પૃથ્વીઉપર શા સારૂ ફરેછે. ૩

तत्सर्वंश्रोतुमिच्छामिकथ्यतांद्विजसत्तम ॥ ब्रा-
ह्मणउवाच ॥ ॥ ब्राह्मणोऽतिदरिद्रोऽहंभिक्षार्थं
वैभ्रमेममहीम् ॥ ४ ॥

ટીકા—આ તારૂં વૃતાંત સાંભળવા હું ઇચ્છા કરૂં છું, માટે હે બ્રાહ્મણ શ્રેષ્ઠ મને કેહે. ત્યારે તે દરદ્રી બ્રાહ્મણ કેહે છે. હું ગરીબ બ્રાહ્મણ અત્યંત દરીદ્રી છું તેથી ભિક્ષા માગવા સારૂ પૃથ્વી ઉપર ફરૂંછું ॥ ૪ ॥

उपायंयदिजानासिकृपयाकथयप्रभो ॥ ॥ वृद्ध
ब्राह्मणउवाच ॥ सत्यनारायणांविष्णुर्वांच्छिता
र्थफलप्रदः ॥ ५ ॥

ટીકા—હે પ્રભો ભગવાન જો મહારૂં દરિદ્ર દુર થાય એવો કાંઇજ ઇલાજ આપ જાણતા હો તો કૃપા કરીને મને કહો. એવું દરિદ્રી બ્રાહ્મણનું ભાષાણ સાંભળી ઘરડો બ્રાહ્મણ કહેછે હે બ્રાહ્મણ સત્યનારાયણ નામના વિષ્ણુદેવે ઇચ્છેલું ફળ કલિયુગને વિશે પુજન કર્યાથકી આપનારા એવા પ્રત્યક્ષ છે. ॥ ૫ ॥

तस्यत्वंपूजनंविप्रकुरुष्वव्रतमुत्तमम् ॥
यत्कृत्वासर्वदुःखेभ्योमुक्तोभवतिमानवः ॥ ६ ॥

ટીકા—શ્રી સત્યનારાયણ કેહે છે હે બ્રાહ્મણ તું એ સ-ત્યદેવનું વૃત અને પુજન સારી રીતે કર કે જે કર્યાથકી મા-ણસ સર્વ દુઃખથી મુકતી થાય છે. ॥ ૬ ॥

विधानंचव्रतस्यापिविप्रायभाष्ययत्नतः ॥
सत्यनारायणोवृद्धस्तत्रैवांतरधायित ॥ ७ ॥

ટીકા—પછી દરદ્રી બ્રાહ્મણને રૂપ બદલનારા ઘરડા. બ્રાહ્મણે વૃતનું સર્વ વિધાન કહ્યું અને પોતે અંતરધ્યાન થયા.

तद्व्रतंसंकरिष्यामियदुक्तंब्राह्मणेनवै ॥
इतिसंचिंत्याविप्रोसौरात्रौनिंद्रानलब्धवान् ॥८॥

ટીકા—એ ઘરડા બ્રાહ્મણે કહેલું વૃત હું કયારે કરીશ એવી ઉત્કંઠાથી એ દરિદ્રી બ્રાહ્મણને તે વખતથી તે આખી રાત્રમાં ઊંઘ આવી નહીં ॥ ૮ ॥

ततःप्रातःसमुत्थायसत्यनारायणव्रतम् ॥
करिष्यइतिसंकल्प्यभिक्षार्थमगमाद्विजः ॥ ९ ॥

ટીકા—પછી બીજે દિવસે સૂર્ય ઊદય થયા પછી દરિ-દ્રી બ્રાહ્મણે હું આજ સત્યનારાયનું વૃત કરીશ એવો સંક-લ્પ કરીને તે હમેશના રિવાજ મુજબ ભિક્ષા માગવા સારૂ ગયો ॥ ૯ ॥

तस्मिन्नेवदिनेविप्रःप्रचुरंद्रव्यमाप्तवान् ॥

तेनैवबंधुभिःसार्द्धंसत्यस्यव्रतमाचरेत ॥ १० ॥

ટીકા—તે દિવસે હુમેશના કરતાં એ બ્રાહ્મણને ઘણું દ્રવ્ય મળ્યું તે મળતાં વારજ તેજ દિવસે એ દરિદ્રી બ્રાહ્મણે પોતાનાં સગાંસંબંધી ઇષ્ટમિત્ર વિગેરેને બોલાવી તે સાથે શ્રી સત્યનારાયણનું વૃત કર્યું ॥ ૧૦ ॥

सर्वदुःखविनिर्मुक्तःसर्वसंपत्समन्वित ॥

बभूवसद्विजश्रेष्ठोव्रतस्यास्यःप्रभावत ॥ ११ ॥

ટીકા—એ બ્રાહ્મણે પુર્ણ ભકતીથી શ્રી સત્યનારાયણ દેવનું વૃત તથા પુજન કર્યાથી થોડાજ વખતમાં દરિદ્રી બ્રાહ્મણ દુઃખથકી મુકત થઇને અગણિત સંપત્તિનો માલેક થયો એવો આ સત્યદેવના વૃત તથા પુજનનો આ કલિયુગને વિશે તાત્કાલિક અનુભવ થયો તથા થશે એટલું ઐશ્વર્ય આપવાનું સામર્થ્ય આ શ્રી સત્યદેવના વ્રતમાં છે ॥૧૧॥

ततःप्रभृतिकालंचमासिमासिव्रतंकृतं ॥

एवंनारायणस्येदंव्रतंकृत्वाद्विजोत्तमः ॥१२॥

ટીકા—એવું જાણીને એ બ્રાહ્મણ દરેક મહિનામાં આવનારી પર્વણીને દિવસે વૃત અને પુજા શ્રી સત્યનારાયણ દેવની કરતો એને પુણ્યથી એ બ્રાહ્મણ સર્વ પાપથી નિર્મુક્ત થઈને અત્યંત દુર્લભ જે મોક્ષપદ તેવિશે ગયો ॥ ૧૨ ॥

सर्वपापविनिर्मुक्तोदुर्लभंमोक्षमाप्तवान् ॥

व्रतमस्ययदाविप्रप्टथिव्यांसंकरिष्याति ॥ १३ ॥

ટીકા—જે વખતે શ્રી સત્યદેવનું વૃત તથા પુજન બ્રાહ્મણ પૃથ્વી ઉપર કરશે તો તે તેજ વખતે સર્વ દુઃખોથકી મુક્ત થશે ॥ ૧૩ ॥

तदैवसर्वदुःखंचमनुजस्याविनश्यति ॥ एवंनारायणेनोक्तंनारदायमहात्मने ॥ मयातत्कथितंविप्राःकिमन्यत्कथयामिवः ॥ १४ ॥

ટીકા—સુતજી શૌનક આદી રૂષીયોને કહેછે કે આ પ્રમાણે શ્રીમન્નારાયણે એ નારદરૂષીને કલિયુગમાં સેહેલા ઉપાયથી વાસના પુરી કરવાવાળું વૃત તથા પુજન કહ્યું તેજ મેં આપને કહ્યું. હવે એ શિવાય બીજું આપ શું શ્રવણ કરવા ઇચ્છા રાખોછો ॥ ૧૪ ॥

॥ ऋषयऊचुः ॥ तस्माद्विप्राच्छ्रुतंकेनप्टथिव्यांचरितंमुने ॥ तत्सर्वंश्रोतुमिच्छामःश्रद्धास्माकंप्रजायते ॥ १५ ॥

ટીકા—એવું સુતજી પુરાણીનું ભાષણ સાંભળીને શૌનક આદી રૂષીઓ કેહેછે કે હે મુને! એ બ્રાહ્મણના મુખમાંથી એ ચરિત્ર આ પૃથ્વીમાં કોણે શ્રવણ કર્યું વિગેરે

સર્વ આ વૃતવિશે હકીકત સાંભળવાની અમોને ઘણી ઉ-
ત્કંઠા ઉતપન્ન થઇ છે ।। १५ ।।

॥ सूतउवाच ॥ शृणुध्वंमुनयःसर्वेव्रतंयेनकृतंभु-
विं ॥ एकदासद्विजवरोयथाविभवविस्तरैः १६

ટીકા—એવું શૌનક આદી રૂષીઓનાં ભાષણ સાંભળી સુતજી કહેછે, હે સર્વ મુનીયો! આ વૃત પૃથ્વી ઉપર એ-પછી કોણે કર્યું એ આપને કહુછું, સાવધાન થઇને સાંભળો १६

बंधुभिःस्वजनैःसार्द्धंव्रतंकर्त्तुंसमुद्यतः ॥ एतस्मि
न्नंतरेकालेकाष्ठक्रेतासमागमत् ॥ १७ ॥

ટીકા—પ્રથમ કહેલો બ્રાહ્મણ એક દિવસને વિષે પો-તાની સંપત્તી પ્રમાણે પોતાના સગાવહાલા ઇષ્ટમિત્ર સા-થે શ્રી સત્યનારાયણદેવનું વૃત કરવા આરંભ કરેછે એવા-માં એક લાકડાનો ભારો બાંધી માથા ઉપર લઇ વેચ-નારો એ ઠેકાણે આવ્યો. १७

बहिःकाष्टंचसंस्थाप्याविप्रस्यग्रहमाययौ ॥ तृष्ण
यापीडितात्माचदृष्ट्वाविप्रेकृतव्रतं ॥ १८ ॥

ટીકા—તેણે માથા ઉપરનો ભારો દરવાજા બહાર મુકી શ્રી સત્યનારાયણદેવની પૂંજા થતી હતી, ત્યાંગયો અ-ને એ તરશો હતો તો પણ એક ચીતથી તેણે તે બ્રાહ્મણે

કરેલું પુજન જોયું અને એ વૃતની વીધી પણ જોઇ. ૧૮

**प्राणिप्रत्यद्विजंप्राहकिमिदंक्रियतेत्वया ॥**

**कृतेकिंफलमाप्नोतिविस्तराद्वदमेप्रभो ॥ १९ ॥**

ટીકા—અને તે બ્રાહ્મણને ઘણા આદરસત્કારથી નમસ્કાર કરીને બોલ્યો કે હે બ્રાહ્મણ શ્રેષ્ઠ આપ આ શું કરોછો અને આવું કર્યાથી શું ફળ થાયછે તે હે પ્રભો કૃપા કરીને મને કહો. ॥ ૧૯ ॥

**॥ विप्रउवाच ॥**

**सत्यनारायणस्येदंव्रतंसर्वैप्सितप्रदं ॥**

**तस्यप्रसादान्मेसर्वंधनधान्यादिकंमहत्॥२०॥**

ટીકા—બ્રાહ્મણ કહેછે શ્રીસત્યનારાયણદેવનું સર્વ કામના પુરણ કરવાવાળું એવું વ્રત કરૂંછું અને આ વૃત મેં કર્યું તે દિવસથી શ્રી સત્યનારાયણ દેવના પ્રસાદે કરીને મને ધન ધાન્ય આદી કરીને મોટી સંપત્તી મળેલી છે ॥ ૨૦ ॥

**तस्मादेतद्व्रतंज्ञात्वाकाष्टक्रेताऽतिहर्षितः ॥**

**पपौजलंप्रसादंचभुत्क्वासनगरंययौ ॥२१॥**

ટીકા—આ પ્રમાણે તે બ્રાહ્મણના મુખમાંથી શ્રી સત્યદેવનું વૃત લાકડાના ભારાવાળાએ સમજી લેઇ અને ઘ-

રોજ હરખાતો તે બ્રાહ્મણે આપેલો પ્રસાદ ભક્ષણ કરી પા-
ણી પીધું અને પોતાના ગામવિષે ગયો ॥ ૨૧ ॥

सत्यनारायणंदेवंमनसाइत्यचिंतयत् ॥
काष्ठविक्रयतोग्रामेप्राप्यतेचाद्ययद्धनं ॥२२॥

ટીકા—પછી બીજે દિવસે ભારો વેચવા સારૂં આવતી
વખતે શ્રી સત્યનારણ દેવ પાસે ભારાવાળાએ મનમાં સં
કલ્પ કર્યો કે આજે આ ભારાની કીમત જે એ શેહેરમાંથી
મળશે તે ॥ ૨૨ ॥

तेनैवसत्यदेवस्यकरिष्येव्रतमुत्तमम् ॥
इतिसंचिंत्यमनसाकाष्ठंकृत्वातुमस्तके ॥२३॥

ટીકા—બીજા કારણે ન ખરચતાં એ પૈસાથી શ્રી સ-
ત્યનારાયણ દેવનું વૃત કરીશ એવો નિશ્ચય કરી ભારો મા-
થે મુકી ચાલતો થયો ॥ ૨૩ ॥

जगामनगरेरम्येधनिनांयत्रसंस्थितिः ॥
तद्दिनकाष्ठमूल्यंचद्विगुणंप्राप्तवानसौ ॥२४॥

ટીકા—તે એક સુંદર નગરમાં કે જ્યાંહાં શેઠશાહુકાર
લોકો રહેતા હતા તે રસ્તામાં આવ્યો ત્યહાં એક શેઠ તેને
જે રોજ ભારાની કીમત મળતી હતી તેથી બમણી આ-
પીને ભારો લીધો ॥ ૨૪ ॥

ततःप्रसन्नहृदयःसुपक्वंकदलीफलं ॥ शर्कराघृत-
दुग्धंचगोधूमस्यचचूर्णकं ॥ २५ ॥

ટીકા—ભારાવાળાને બમણી કીમ્મત મળતાં વારજ ઘણો આનંદ થયો અને પાકેલાં કેળાં ખાંડ ઘી અને ઘઉં-નો રવો વિગેરે પદાર્થ સવાશેર સવાશેરના પ્રમાણમાં લેઇ બીજી પુજાની સામગ્રી વેચાથી લેઇને ઘેર આવ્યો ॥૨૫॥

कृत्वैकत्रसपादंचगृहीत्वास्वगृहेययौ ॥
ततोबंधून्समाहूयचकारविधिनाव्रतं ॥२६॥

ટીકા—અને સગાવહાલા ઇષ્ટમિત્ર તથા બ્રાહ્મણોને બો-લાવી મોટા સમારંભથી વિધી પૂર્વક એ વ્રત કર્યું. ॥ ૨૬ ॥

तद्व्रतस्यप्रभावेनधनपुत्रान्वितोभवत् ॥
इहलोकेसुखंभुक्त्वाचांतेसत्यपुरंययौ ॥२७॥

ટીકા—સુતજી કહે છે કે પેલા ભારાવાળાએ એ વ્રત કર્યાથી તે ધનવાન તથા પુત્રવાન થઇને આ લોકમાં સર્વ સુખ ભોગવીને અંતે શ્રીસત્યપુર એટલે વૈકુંઠને વિષે ગયો.

इतिश्रीस्कंधपुराणेरेवाखंडेसत्यनारायणकथायां
द्वितीयोऽध्यायः ॥ २ ॥

# श्री सत्यनारायण कथा.

## ॥ सूतउवाच ॥

पुनरग्रेप्रवक्ष्यामिशृणुध्वंमुनिसत्तमाः ॥
पुराचोल्कामुखोनामनृपश्चासीन्महीपतिः ॥१॥

टीका—सुतजी कहे छे हे शौनक आदि रुषीओ फरी आपने श्रीसत्यनाराय देवनी वृतकथानो बीजो इतिहास कहुं छुं ते सांभळो. ॥ १ ॥
उल्कामुख नामनो राजा पृथ्वीनुं पालन करनार हतो । १ ।

जितेंद्रियःसत्यवादीययौदेवालयंप्रति ॥
दिनेदिनेधनंदत्वाद्विजान्संतोषयत्सुधीः ॥२॥

टीका—जीतेंद्रिय सत्यवादी अने दरेक दिवसे मंदिरो-मां देव दर्शन माटे जइ ब्राह्मणोने घणुं द्रव्य आपी सं-तोष पमाडतो हतो ॥ २ ॥

भार्यातस्यप्रमुग्धाचसरोजवदनासती ॥
भद्रशीलानदीतीरेसत्यस्यव्रतमाचरत् ॥ ३ ॥

टीका—ए उल्कामुख राजानी स्त्री नामे प्रमुग्धा घ-णीज सारा स्वभावनी कमलमुखी अने सुंदर सती हती ते पोताना स्वामीना साथे भद्रशीला नामे नदीने तीरे श्री सत्यदेवनुं वृत करती हती ॥ ३ ॥

एतस्मिन्नंतरेतत्रसाधुरेकःसमागतः ॥
वाणिज्यार्थंबहुधनैरनेकैःपरिपूरितः ॥४॥

ટીકા—એવામાં તે નદીને કાંઠે સાધુ નામે એક વાણીયો ઘણો ધનવાન અને વેપારઅર્થે ઘણાં મોતી, જવાહીર, વિગેરે ધન લેઇને નિકળેલો ॥ ૪ ॥

नावंसंस्थाप्यतत्तीरेजगामनृपतिंप्रति ॥
दृष्ट्वासव्रतिनंभूपंपप्रच्छविनयान्वितः ॥५॥

ટીકા—તેણે તે નદીને કાંઠે પોતાનું વહાણ લાવી જયાંહાં રાજા રાણી આ સત્યદેવનું વૃત કરતાં હતાં તેમની પાસે જઇ વિનંતીપુર્વક ઘણી નમ્રતાથી પ્રશ્ન કરવા લાગ્યો ॥૫॥

॥ साधुरुवाच ॥

किमिदंकुरुषेराजन्भक्तियुक्तेनचेतसा ॥
प्रकाशंकुरुतत्सर्वंश्रोतुमिच्छामिसांप्रतं ॥६॥

ટીકા—સાધુ પુછેછે હે મહારાજ! આપ ઘણી ભકતીથી સાર્થે એક ચિત્તે આ વખતે શું કરો છો એ કૃપા કરી કહેશો એવું હું ઇચ્છું છું ॥ ૬ ॥

॥ राजोवाच ॥

पूजनंक्रियतेसाधोविष्णोरतुलतेजसः ॥

**व्रतंचस्वजनैःसार्द्धंपुत्राद्यावाप्तिकाम्यया ॥७॥**

ટીકા—એવા પ્રકારે સાધુ નામે વેપારીનું ભાષણ સાંભળતાંવાર રાજા ઉલ્કામુખ કેહેછે, હે સાધુ વેપારી શ્રી મહાવિષ્ણુ સત્યદેવ કે, જેના મહિમાનો પાર ન આવે એવા તેજસ્વી તેમનું પુત્રતા, ધન ધાન્ય સંપત્તી મળે, આ હેતુથી મારા સગાવાહાલા ઇષ્ટમિત્ર સાથે વૃત તથા પુજન કરૂં છુ. ॥ ૭ ॥

**भूपस्यवचनंश्रुत्वासाधुःप्रोवाचसादरं ॥**

**सर्वंकथयमेराजन्करिष्येहंतवोदितं ॥८॥**

ટીકા—એવું રાજાનું ભાષણ સાંભળી સાધુ સોદાગર ઘણા સત્કારથી કેહેછે કે, હે મહારાજ આ વૃતનું જે કાંઇ વિધાન હોય તે મને સવિસ્તર કહો. હું નિશ્ચયથી આપના કહ્યા મુજબ આ વૃત કરીશ. ॥ ૮ ॥

**ममापिसंततिर्नास्तिएतस्माज्जायतेध्रुवं ॥**

**ततोनिवृत्यवाणिज्यात्सानंदोगृहमागतः ॥९॥**

ટીકા—કેમ જે મારે પણ સંતતી નથી, અને આપના કહ્યા પ્રમાણે આ સત્યદેવનું વૃત કર્યાથી સંતતી થશે એ માટે હું વેપાર અર્થે દેશાંતરે ન જતાં ઘેર જાઉછું એવું કહી વેપાર અર્થે જવું છોડી હરખથી પોતાને ઘેર આવ્યો ॥૯॥

**भार्यायैकथितंसर्वंव्रतंसंततिदायकं ॥**

तदाव्रतंकरिष्यामियदामेसंततिर्भवेत् ॥१०॥

ટીકા—અને વૃતનો મહિમા પોતાની સ્ત્રીને કહી નિશ્ચય કર્યો કે જ્યારે મને સંતતી થશે ત્યારે હું આ વૃત કરીશ ॥ ૧૦ ॥

इतिलिलावतींप्राहपत्नींसाधुःससत्तमः ॥

एकस्मिन्दिवसेतस्यभार्यालिलावतीसती ११

ટીકા—એવું લીલાવતી નામની પોતાની સ્ત્રીને સાધુ વાણીયાએ કહ્યું ॥ ૧૧ ॥

भर्तृयुक्तानंदचित्ताभवद्धर्मपरायणा ॥

गर्भिणीसाभवत्तस्यभार्यासत्यप्रसादतः ॥१२॥

ટીકા--પછી એક દિવસે તેની સ્ત્રી પોતાના ધર્મ પ્રમાણે ચાલનારી એવી પોતાના સ્વામી સાથે હરખાતી રત થયેલી શ્રી સત્યદેવના પ્રસાદે કરીને ગર્ભવતી થઇ ॥૧૨॥

दशमेमासिवैतस्याःकन्यारत्नमजायत ॥

दिनेदिनेसाववृद्धेशुक्लपक्षेयथाशशी ॥१३॥

ટીકા—તેને દસમે મહિને રત્ન જેવી એક કન્યા થઇ ને તે જે પ્રમાણે ચંદ્રમા સુદ પખવાડીયામાં દિવસે દિવસે મોટો થતો જાય તે પ્રમાણે મોટી થતી. ॥ ૧૩ ॥

नाम्नाकलावतीचेतितन्नामकरणंकृतं ॥

ततोलिलावतीप्राहस्वामिनमधुरंवचः ॥१४॥

ટીકા—તેનું નામ કલાવતિ એવું ધર્યું તે પછી સાધુ વાણીયાની લીલાવતી સ્ત્રી પોતાના સ્વામીને મધુર વચનથી બોલી કે, હે પ્રીય સ્વામી આપે માનેલું શ્રી સત્યદેવનું વૃત શા કારણથી કરતા નથી. ॥ ૧૪ ॥

नंकरोषिकिमर्थंवैपुरासंकाल्पितंव्रतं ॥ साधुरुवाच ॥ विवाहसमयेत्वस्याःकरिष्यामिव्रतंप्रिये१५

ટીકા—એવું પોતાની સ્ત્રીનું મધુર ભાષણ સાંભળીને સાધુવાણીયો બોલ્યો કે, હે પ્રીયે એ વૃત આપણી કલાવતી કન્યાના લગ્ન સમયને વખતે કરીશું. ॥ ૧૫ ॥

इतिभार्यासमाश्वास्यजगामनगरंप्रती ॥

ततःकलावतीकन्याववृद्धेपितृवेश्मनि ॥१६॥

ટીકા—આ પ્રમાણે સાધુ વાણીયાએ પોતાની સ્ત્રીને સમજણ આપીને પોતે બીજા નગર વિષે વેપારને અર્થે ગયો અહીંઆં, કલાવતી બાપને ઘેર દિવશે દિવશે મોટી થતી ગઇ ॥ ૧૬ ॥

दृष्ट्वाकन्यांततःसाधुर्नगरेसखिभिःसह ॥

मंत्रयित्वाद्रुतंदूतंप्रेषयामासधर्मवित् ॥१७॥

ટીકા—પછી લગ્ન કરવા જોગ થયેલી કન્યા પોતાની બેહેનપણીઓ સાથે પોતાના નગરમાં એ ધર્મશીલ સાધુ વાણીયાએ જોઇને પોતાના મુનીમને કન્યાનો વર જોવા સારૂં મોકલ્યો. ॥ ૧૭ ॥

विवाहार्थंचकन्यायावरंश्रेष्टंविचारय ॥
तेनाज्ञप्तश्चदूतोऽसौकांचनंनगरंययौ ॥ १८ ॥

ટીકા—આ પ્રમાણે લગ્નને માટે વર જોવાને સારૂ મોકલેલો મુનીમ કાંચનનામા નગરમાં આવી પહોંચ્યો. ॥ ૧૮ ॥

तस्मादेकंवणिक्पुत्रंसमादायाऽऽगतोहिसः ॥
दृष्ट्वातुसुंदरंबालंवणिकपुत्रंगुणान्वितं ॥१९॥

ટીકા—અને તહાંથી એક સુંદીર રૂપવાળો વાણીયાનો પુત્ર લેઇ તે મુનીમ પોતાના નગરમાં આવ્યો, ત્યારે તે ગુણવાન અને સુંદર એવો વાણીયાનો પુત્ર તે સાધુ વાણી-યાએ જોઇને ॥ ૧૯ ॥

ज्ञातिभिर्बंधुभिःसार्द्धंपरितुष्टेनचेतसा ॥ दत्तवा-
न्साधुःपुत्रायकन्याविधिविधानतः ॥२०॥

ટીકા—પોતાના બધા નાતવાળાઓને અને સગાવા-હાલા ઇષ્ટમિત્રને બોલાવીને સાથે ઘણાજ હર્ષથી પોતાની

કન્યા કલાવતીનું લગ્ન એ ગુણવાન તથા વાણીયાના પુત્રની સાથે કર્યું. ૨૦

ततोभाग्यवशातेनविस्मृतंव्रत्तमुत्तमं ॥
विवाहसमयेतस्यास्तेनरुष्टोऽभवत्प्रभुः ॥२१॥

ટીકા—એ સાધુવાણીયો એ કન્યાના લગ્ન સમય વખતે પણ કર્મના અંતરાયે કરીને શ્રી સત્યદેવનું વ્રત કરવાનું ભુલી ગયો તેને લીધે શ્રી સત્યનારાયણદેવ તેના ઉપર કોપાયમાન થયા. ॥ ૨૧ ॥

ततःकालेनानियतोनिजकर्मविशारदः ॥
वाणिज्यर्थंततःशीघ्रंजमातृसहितोवणिक् ॥२२॥

ટીકા—આ વાતને ઘણાએક દિવસ વીતી ગયા પછી પોતાનું કર્મ ભોગવવા સારૂ પોતાના જમાઇને સાથે લેઇને વેપાર અર્થે સાધુ વાણીયો ગયો. ॥ ૨૨ ॥

रत्नसारपुरेरम्येगत्वासिंधुसमीपतः ॥
वाणिज्यमकरोत्साधुर्जामात्राश्रीमातासह २३

ટીકા—તે સિંધુસમુદ્ર નજીક રતનસાગર નામના નગરમાં પોતાના જમાઇ સાથે ભારે વેપાર કરવા લાગ્યો.॥૨૩॥

तौगतौनगरेरम्येचंद्रकेतोनृपस्यच ॥
यतास्मिन्नेवकालेतुसत्यनारायणःप्रभुः ॥२४॥

ટીકા—તે પછી ત્યાંથી ચંદ્રકેતુ નામના રાજાના શોભાયમાન શહેરમાં ગયા છે એવામાં ભગવાન શ્રી કૃપાસાગર સત્યનારાયણ પ્રભુ. ॥ ૨૪ ॥

भ्रष्टश्रुतिङ्गमालोक्यशापंतस्मैप्रदत्तवान ॥

दारुणंकठिनंचास्यमहद्दुःखंभविष्यति ॥२५॥

ટીકા—સાધુ વાણીયો જુઠું બોલનારો એવું જાણીને તેને મોટું દુઃખ તથા બંધન તિરસ્કાર વિગેરે ઘણું દુઃખ પ્રાપ્ત થાઓ એવો શ્રાપ દેતા થયા. ॥ ૨૫ ॥

एकस्मिन्दिवसेराज्ञोधनमादायतस्करः ॥

तत्रैवचागतश्चोरोवणिजौयत्रसंस्थितौ ॥२६॥

ટીકા—એટલામાં જ્યાંહાં સાધુવાણીયો પોતાના જમાઈ સાથે રેહેતો હતો તાહાં તે ગામના રાજાનું ધન ખજીનો ફાડી લાવી તેના રહેવાના ઘરમાં ચોરો સંતાઇ રહ્યા. ॥ ૨૬ ॥

तत्पश्चाद्धावकान्दूतान्दृष्ट्वाभीतेनचेतसा ॥

धनंसंस्थाप्यतत्रवसतुशीघ्रमलक्षितः ॥२७॥

ટીકા—પણ તે ચોરને પકડવા રાજાના સીપાઇઓ તેમની પાછલ દોડી આવ્યા તે જોઇ ચોરો જ્યાંહાં સસરો અને જમાઇ સુતા હતા ત્યાં ધન નાખી દેઇ છાનામાના ત્યાંથી નાશી ગયા. ॥ ૨૭ ॥

ततोदूताःसमायातायत्रास्तेसज्जनोवणिक् ॥

दृष्ट्वानृपधनंतत्रबध्वानीतौवणिक्सुतौ ॥२८॥

ટીકા—તે પછી સીપાઇઓ જે ઠેકાણે જમાઇ સાથે સાધુવાણીયો હતો ત્યાં રાજાનું ચોરેલું ધન પડેલું જોઇ સાધુવાણીયાને તથા તેના જમાઈને કેદ કરી બાંધીને લેઇ ગયા. ॥ ૨૮ ॥

हर्षेणधावमानाश्चऊचुर्नृपसमीपतः ॥

तस्करौद्वौसमानीतौविलोक्याज्ञापयप्रभो २९

ટીકા—અને ઘણા આનંદથી દોડતા આવી રાજાને વરદી આપી કે હે મહારાજ બે ચોર લાવ્યાછીયે તેમને જોઇ હુકમ કરશો. ॥ ૨૯ ॥

राज्ञज्ञप्तास्ततःशीघ्रंदृढंबध्वातुतावुभौ ॥

स्थापितौद्वौमहादुर्गेकरागारेऽविचारतः ॥३०॥

ટીકા—એવું સાંભળી ચોરોને જોઇ વિચાર કર્યા વગર એકદમ કેદ કરવાની શીક્ષા આપતાં વારજ સીપાઇયોએ તેમને ખૂબ બાંધી મોટા કેદખાનામાં લેઇ જઇને મુકયા. ॥ ૩૦ ॥

माययासत्यदेवस्यनश्रुतंकैस्तयोर्वचः ॥

अतस्तयोर्धनंराज्ञागृहीतचंद्रकेतुना ॥३१॥

ટીકા—આ કામમાં એ ચંદ્રકેતુ રાજાએ શ્રી સત્યદેવની માયાથી મોહીત થઇને ચોરીએ ગયેલું ધન તો લીધું પણ તેની સાથે અવિચારે સાધુ વાણીયાનું ધન લુટી લીધું. ॥ ૩૧ ॥

तच्छापाच्चतयोर्गेहेभार्याचैवातिदुःखिता ॥
चौरेणापदहृतंसर्वंगृहेयच्चास्थितंधनं ॥३२॥

ટીકા—તેમજ શ્રી સત્યદેવના શ્રાપથી એ સાધુવાણીયાએ પોતાને ગામ પોતાના ઘરમાં મુકેલું બધું ધન ચોરો લુટી લઇ ગયા તેને લીધે તેની સ્ત્રી પણ ઘણીજ દુઃખી થઈ. ॥ ૩૨ ॥

आधिव्याधि समायुक्ताक्षुत्पिपासातिदुःखिताअन्नचिंतापराभूत्वाबभ्रामचगृहेगृहे ॥ कलावतीतुकन्यापिबभ्रामप्रतिवासरं ॥३३॥

ટીકા—અને એ સાધુવાણિયાની સ્ત્રી લીલાવતી ઘણા દુઃખથી અને ઘણી તરશ તથા ભુખથી ઘેરે ઘેર ફરવા લાગી ॥ ૩૩ ॥

एकस्मिन्दिवसेजाताक्षुधार्ताद्विजमंदिरं ॥
गत्वापश्यद्व्रतंतत्रसत्यनारायस्यच ॥ ३४ ॥

ટીકા—તેમજ તેની કન્યા કલાવતી ઘણી નાહાની તે પણ દરરોજ ઘેર ઘેર ફરી માગી ખાતી. એક દિવસે તે કન્યા ઘણીજ ભુખ લાગ્યાથી આકુળવ્યાકુળ થઇને એક બ્રાહ્મણના ઘરમાં ગઇ ત્યાં શ્રી સત્યનારાયણ દેવનું વ્રત તથા પુજા કરતા હતા તે તેણે જોયું. ॥ ૩૪ ॥

उपविश्यकथांश्रुत्वावरंप्रार्थितवत्यपि ॥
प्रसादभक्षणंकृत्वाययौरात्रौगृहंप्रति ॥३५॥

ટીકા—એ વ્રત તથા પુજા જોતાંજ ઘણી આનંદ પામીને ત્યાહાં બેઠી અને શ્રી સત્યનારાયણની કથા સાંભળીને સત્યદેવની પ્રાર્થના કરી કે મારૂં દુઃખ મટે ને મારો બાપ તથા સ્વામી મને મળે એવો આશિર્વાદ શ્રી સત્યદેવ પાસે માગી બ્રાહ્મણે આપેલો પ્રસાદ ખાઇ રોજના કરતાં ઘણી મોડી રાત્રે પોતાને ઘેર આવી. ॥ ૩૫ ॥

माताकलावतीकन्यांकथयामासप्रेमतः ॥
पुत्रीरात्रौस्थिताकुत्रकिंतेमनसिवर्तते ॥३६॥

ટીકા—ને ઘરમાં આવતા વારજ તેની મા લીલાવતી કલાવતી નામની કન્યાને પુછેછે કે હે પુત્રી તું આજે આટલી રાતસુધી ક્યાં હતી ને શું તારા મનમાંછે. ॥ ૩૬ ॥

कन्याकलावतीप्राहमातरंप्रतिसत्वरं ॥
द्विजालयेव्रतंमातर्दृष्टंवांछितसिद्धिदं ॥३७॥

ટીકા—કલાવતી કન્યા પોતાની માને ઉતાવળે ઉતાવળે કેહેછે કે હે મા હું એક બ્રાહ્મણને ઘેર મનમાં ધારેલું કામ પાર પડે એવું વ્રત તથા પુજન અને કથા કરતા હતા ત્યાં બેઠી હતી. ॥ ૩૬ ॥

तच्छ्रुत्वाकन्यकावाक्यंव्रतंकर्तुंसमुद्यता ॥
सामुदातुवणिग्भार्यासत्यनारायणस्यच ॥३८॥

ટીકા—એ કન્યાનુ બોલવું સાંભળીને લીલાવતી સાધુ-વાણીયાની સ્ત્રી શ્રી સત્યદેવનું વ્રત તથા પુજન કરવા સારૂં તત્પર થઈ. ॥ ૩૮॥

व्रतंचक्रेसैवसाध्वीबंधुभिःस्वजनैःसह ॥
भर्तृजामातरौक्षिप्रमागच्छेतांस्वमाश्रमं ॥३९॥

ટીકા—ને એ મહા સતી સાધુવાણીઆની સ્ત્રી પોતાના સગાવાહાલા ભાઇભાંડુ સાથે શ્રી સત્યદેવનું વ્રત પોતાના સ્વામી તથા જમાઇ પોતાને ઘેર જલદી આવે એવા હેતુ મનમાં ધરી પુજન કરવા લાગી. ॥ ૩૯ ॥

अपराधंचमेभर्तुर्जामातुःक्षंतुमर्हसि ॥
व्रतेनानेनतुष्टोऽसौसत्यनारायणःपुनः ॥४०॥

ટીકા—એ પુજન કરતી વખતે સત્યદેવની પાસે વારે ઘડી એવો વર માગતી હતી કે હે શ્રી સત્યનારાયણ પ્રભો

મારા સ્વામી તથા જમાઈના અપરાધ ક્ષમા કરવાને આપ-જ યોગ્યછો એવી તે લીલાવતી સાધુવાણીયાની સ્ત્રી પ્રાર્થના કરતી હુતી તેથી કરીને તથા પુજનને ભગવાન શ્રી સત્યના-રાયણ પ્રભુ સંતોષ થયા. ।। ૪૦ ।।

दर्शयामासस्वप्नेहिचंद्रकेतुंनृपोत्तमं ॥
बंदिनौमोचयप्रातर्वणिजौनृपसत्तम ॥४१॥

ટીકા—અને માયારૂપી ભગવાન સત્યદેવ એમણે ચંદ્ર કેતુ નામના રત્નસાર પુરનો રાજા કે જેણે લીલાવતીનો સ્વા-મી તથા જમાઇ એમને કેદખાનામાં મુકયા હુતા તેને પોતે સ્વપ્નમાં આવી આજ્ઞા કરી કે હે રાજા તું નિરપરાધી બે વાણીયાને બંધીખાનેથી છોડી મુક. ।। ૪૧ ।।

देयंधनंचतत्सर्वंगृहीतंयत्त्वयाधुना ॥
नोचेत्त्वांनाशयिष्यामिसराज्यधनपुत्रकं ॥४२॥

ટીકા—અને તેમનું જે સઘળું ધન તે હરણ કરી લીધેલું છે તે સઘળું તેમને પાછું આપ ને તેમને આદરસત્કાર કરીને વિદાય કર નહીં તો તારૂં ધન ધાન્ય રાજ્યપાટ સ્ત્રી પુત્ર સહીત તારા કુળનો નાશ કરીશ. ।। ૪૨ ।।

एवमाभाष्यराजानंध्यानगम्योऽभवत्प्रभुः ॥
ततःप्रभातसमयेराजाचस्वजनैःसह ॥४३॥

ટીકા—એવું તે રાજાને સ્વપ્નમાં કહી શ્રી સત્યદેવ અં-તર્ધ્યાન થઇ ગયા તે પછી રાજા પ્રભાતને સમયે પોતાના પ્રધાન વિગેરે મંડળી સાથે. ॥ ૪૩ ॥

उपविश्यसभामध्येप्राहस्वप्नंजनंप्राति ॥
बद्धौमहाजनौशीघ्रंमोचयद्वौवणिक्सुतौ ॥४४॥

ટીકા—સભામાં સિંહાસન ઉપર બેશી સર્વ કચેરીમે સ્વપ્ન કહ્યું ને સીપાઇયોને આજ્ઞા કરી કે બંધીખાને જે હમણાં વાણીયાના પુત્ર કેદખાને મુકયાછે તેમને છોડી મુકો. ૪૪

इतिराज्ञोवचःप्रत्वामोचयित्वामहाजनौ ॥
समानीयनृपस्याग्रेप्राहुस्तेविनयान्विताः ॥४५॥

ટીકા—એવી રાજાની આજ્ઞા થતાંજ સીપાઇયોએ એ બેઉ જણાઓને બંધીખાનેથી છોડી રાજાની સભામાં લેઇ આવ્યા. ॥ ૪૫ ॥

आनीतौद्वौवणिक्पुत्रौमुक्तौनिगडबंधनात् ॥
ततोमहाजनौनत्वाचंद्रकेतुंनृपोत्तमं ॥४६॥

ટીકા—ત્યાહાં એ બેઉ બંધીખાનેથી છુટેલા વાણીયાના પુત્ર રાજાને ઘણીજ નમ્રતાથી નમસ્કાર કરે છે. ॥ ૪૬ ॥

स्मरंतौपूर्ववृत्तांतंतोचतुर्भयविह्वलौ ॥

राजावणिक्सुतौवीक्ष्यवचःप्रोवचसादरं ॥४७॥

टीका—अने पोताना पुर्वनो हेवाल मनमां लावी भयभीत थइ कांइपण बोलता नथी एवा घणाज गरीब वाणीयाना पुत्रोने जोइ राजा चंद्रकेतु घणाज आदरभावथी प्रधान विगेरे मंडळीने आज्ञा करे छे के, ॥ ४७ ॥

दैवात्प्राप्तंमहद्दुःखमिदानींनास्तिवैभयं ॥
तदानिगडसंत्यागंक्षौरकर्माद्यकारयत् ॥४८॥

टीका—आ बे वाणीयाना पुत्रोए आजसुधी कर्मना अंतराये करीने मोटुं दुःख भोगव्युं हवे पछी एमने कांइपण भय नथी एवी आज्ञा थतांज पगनी बेडीयो तोडी हजामत कराची. ॥ ४८ ॥

वस्त्रालंकारकंदत्वापरितोष्यनृपश्चतौ ॥
पुरस्कृत्यवणिक्पुत्रोवचसातोषयद्भृशं ॥४९॥

टीका—वस्त्र अने घरेणां विगेरे पेहेरावी संतोषीत कर्या अने ए बेउ जणाने पोतानी पासे बेसाडी सारुं भाषण तेमनी साथे करी घणोज संतोष पमाडयो. ॥ ४९ ॥

पुरानीतंतुयद्द्रव्यंद्विगुणीकृत्यदत्तवान् ॥
प्रोवाचतौततोराजागच्छसाधोनिजाश्रमं ।५०।

ટીકા—અને એ બેઉનું પ્રથમ જેટલું ધન હરણ કર્યું હતુ તેથી બમણું તેને આપ્યું અને ચંદ્રકેતુ રાજાને કેહેવા લાગ્યો કે હે જમાઇ સાથે વાણિયા ભાઇ હવે તમો પોતાને ઘેર જાઓ. ॥ ૫૦ ॥

राजानंप्रणिपत्याहगंतव्यंत्वत्प्रसादतः ॥५१॥

ટીકા—આ પ્રમાણે રાજાનો હુકમ થયા પછી તરત રાજાને સાધુ વાણીયો વંદન કરીને બોલ્યો કે હવે હું આપનાં આશીરવાદથી મારે ઘેર જઈશ. ॥ ૫૧ ॥

इतिश्रीस्कंधपुराणेरेवाखंडेसत्यनारायणकथायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

# श्रीसत्यनारायण कथा.

## ॥ सूतउवाच ॥

यात्रांतुकृतवान्साधुमंगलायनपुर्विकां ॥
ब्राह्मणयधनंदत्वातदातुनगरंययौ ॥

ટીકા—સુતજી કહેછે આ પ્રમાણે સાધુવાણિયાએ મંગળવારી જાત્રા કરીને રાજા પાસેથી મળેલા ધનમાંથી થોડુંક બ્રાહ્મણોને ધન વેહેંચી આપીને પોતાના નગર વિશે આવવા સારૂ નિકળ્યો. ॥ ૧ ॥

कीयदूरेगतेसाधौसत्यनारायणःप्रभुः ॥

जिज्ञासांकृतवान्साधोकिमस्तितवनौस्थितं ।२।

ટીકા—ઘણે એક દુર સાધુવાણીયાનું વહાણ દરીયામાં જઇ એક ઠેકાણે લંગર કરેલું એવું જોઇ ભગવાન શ્રી સ- ત્યનારાયણ પ્રભુને સાધુવાર્ણીયાને તારા વાહાણમાં શું છે એ પુછવાની ઇચ્છા થઇ. ॥ ૨ ॥

ततोमहाजनौमत्तौहेलयाचप्रहस्यवै ॥

कथंपृच्छसिभोदंडीन्मुद्रांनेतुंकिमिच्छसि ॥३॥

ટીકા—અને પરબ્રહ્મ ભગવાન શ્રી સત્યનારાયણ દેવ સંન્યાસી બાવાનુ રૂપ લઇ જે ઠેકાણે સાધુવાણિયાએ વાહાણ લંગર કર્યું હતુ ત્યાં આવી એ બેઉ જણાને પુછેછે કે તમારા વાહાણમાં શું છે ? એ સંન્યાસી બાવાનો પ્રશ્ન સાંભળીને આ બંધીખાનેથી હમણાજ છુટેલા મસ્ત વાણીયાના પુત્ર એમણે એ સંન્યાશી બાવાની મશ્કરી કરીને કેહેવા લાગ્યા કે હે સંન્યાશી બાવા આપ અમારા રૂપિયા લેઇ જવા ઇચ્છોછો કે શું ॥ ૩ ॥

लतापात्रादिकंचैववर्ततेतरणौमम ॥

निष्ठुरंचवचःश्रुत्वासत्यंभवतुतेवचः ॥ ४ ॥

ટીકા—આવી રીતે પ્રથમ તેની મશ્કરી કરી કહે છે

કે માહારા વાહાણમાં વેલા તથા પાંદડાં વિગેરે ભરેલાં છે એવું તેમનું કઠોર ભાષણ સાંભળી ભગવાન શ્રી સત્યદેવે કહ્યું કે તારૂં વચન સત્ય હુજો. ॥ ૪ ॥

एवमुक्त्वागतःशीघ्रंदंडीतस्यसमीपतः ॥
कियद्दूरेततोगत्वास्थितःसिंधुसमीपतः ॥५॥

ટીકા—આ પ્રમાણે ભાષણ કરીને આવેલો સંન્યાશી સાધુવાણીયાથી આઘે જઇ દરિયાના કિનારેજ ઉભો રહ્યો. ॥ ૫ ॥

गतेदंडिनिसाधुश्चकृतनित्यक्रियस्तदा ॥
उत्थितस्तरणींदृष्ट्वाविस्मयंपरमंययौ ॥६॥

ટીકા—સંન્યાશી બાવો ગયો એવું જોઇને સાધુવાણિયો પોતાનું ખાવું પિવું વિગેરે નિત્ય કૃત્ય કરી રહી જુવે છે તો વાહાણ પાણી ઉપર તરવા લાગ્યું આ ચમત્કાર જોઇને સાધુવાણિયો ઘણોજ વિસ્મય થયો. ॥ ૬ ॥

दृष्ट्वालतादिकंचैवमूर्च्छितोन्यपतद्भुवि ॥
लब्धसंज्ञोवणिक्पुत्रस्ततश्चिंतान्विताऽभवत् ।७।

ટીકા—અને વાહાણમાં જુવે છે તો બધા વેલા તથા પાંદડાં જોયાં તે જોઇને એકદમ શોકથી ભોંયઉપર પડયો ને તે પછી ઘણીવારે શુદ્ધી ઉપર આવ્યો અને ચિંતા કરવા લાગ્યો. ॥ ૭ ॥

तदातुदुहितुःकांतोवचनंचेदमब्रवीत् ॥
किमर्थंक्रियतेशोकःशापोदत्तश्चदंडिना ॥८॥

ટીકા—એટલામાં તેનો જમાઇ તેને એવું બોલ્યો કે તમે શા માટે ફિકર કરો છો તમોને હમણાજ આવેલા સન્યાશી સાધુએ શ્રાપ આપ્યો તેથી કરીને એવું થયું ॥૮॥

शंक्यतेतेन सर्वंहिकर्तुंचात्रनसंशयः ॥
अतस्तच्छरणंयामोवांच्छितार्थोभविष्यति ॥९॥

ટીકા—અને તેના બોલવાથી આ પ્રમાણે થશે એમાં કાંઇ પણ સંદેહ નથી એ માટે આપણે તેમને શરણે જઇએ એટલે આપણું ધારેલું કામ સિદ્ધ થશે. ॥ ૯ ॥

जामातुर्वचनंश्रुत्वातत्सकाशंगतस्तदा ॥
दृष्ट्वचदंडिनंभक्त्यानत्वाप्रोवाचसादरं ॥१०॥

ટીકા—એવું જમાઇનું બોલવું સાંભળીને સાધુવાણીયો એ સંન્યાશી જયાં હતો ત્યાં તેના પાસે જઇને સાષ્ટાંગ નમસ્કાર કરીને ભકિત પૂર્વક આદરસત્કારથી બોલે છે કે ॥ ૧૦ ॥

क्षमस्वचापराधंमेयदुक्तंतवसन्निधौ ॥
एवंपुनःपुनर्नत्वामहाशोकाकुलोऽभवत् । ११ ।

ટીકા—હે યતિશ્વર મહારાજ મારા અપરાધની ક્ષમા કરો એવું વારેઘડીએ કેહે છે ને કેહે છે કે જે હું આપની પાસે બોલ્યો તેની ક્ષમા કરો એવું બોલી ઘણા શોકથી આકુળ વ્યાકુળ થયો. ॥ ११ ॥

प्रोवाचवचनंदंडीविलपंतंविलोक्यच ॥

मरोदीः शृणुमद्वाक्यंममपुजाबहिर्मुखः । १२ ।

ટીકા—એવુ જોઇને તે યતિશ્વર સંન્યાશી કહે છે અરે હે વાણીયા તું રો માં તું મારી પુજાથી બહિર્મુખ થયો.१२

ममाज्ञेयाचदुर्बुद्धेलब्धदुःखंमुहुर्मुहुः ॥

तच्छ्रुत्वाभगवद्वाक्यंस्तुतिंकर्तुंसमुद्यतः । १३ ।

ટીકા—અને હે દુષ્ટ બુદ્ધીવાળા તને મારી આજ્ઞાથી-જ ઘણાં દુઃખો ભોગવવાં પડયાં એવું પરબ્રહ્મ ભગવાનનું વાકય સાંભળીને સાધુવાણિયો શ્રી સત્યદેવની વિનંતી કરવા લાગ્યો. ॥ १३ ॥

॥ साधुरुवाच ॥

त्वान्मायामोहिताःसर्वेब्रह्माद्यास्त्रिदिवौकसः॥

नजानंतिगुणान्रुपंतवाश्चर्यमिदंप्रभो ।१४।

ટીકા—સાધુવાણીયો કેહે છે હે દેવ આપની માયાથ-કી બ્રહ્માદિ સર્વ દેવ મોહીત થયા છે અને એ દેવ છતાં

પણ હે પ્રભુ આપના રૂપ ગુણ આદી વૈભવ જાણતા નથી એ મોટુ આશ્ચર્ય જેવું છે. ॥ ૧૪ ॥

मूढोऽहंत्वांकथंजानेमोहितस्तवमायया॥

प्रसीदपूजयिष्यामियथाविभववित्तरैः ।१५।

ટીકા—હું તો એક પામર માણસ અને તારૂં મારૂં આ માયા જાણનારો છું આપને ક્યાંથી જાણું એવો હું અજ્ઞાન તે માટે મારા ઉપર પ્રસન્ન થાઓ, પછી હું આપની મારી સંપતિની વડાઇ પ્રમાણે વિધી વિધાનથી પુજા કરીશ. ॥ ૧૫ ॥

पुरावित्तंचतत्सर्वंत्राहिमांशरणागतं ॥

श्रुत्वाभक्तियुतंवाक्यंपरितुष्टोजनार्दनः ।१६।

ટીકા—હું મારા વાહાણમાં ધન વિગેરે છતાં કપટ ભાવથી ખોટું બોલ્યો એ માટે હે ઇશ્વર તેથકી મારૂ રક્ષણ કરનાર આપ સમર્થ છો એવું ભક્તિભાવનું સાધુવાણીયાનું વચન સાંભળીને ભગવાન શ્રી સત્યદેવ સંતોષ પામ્યા અને એ સાધુવાણીયાને તેને મનવાંચ્છિત ફળ આપી ભગવાન અંતરધ્યાન થયા. ॥ ૧૬ ॥

वरंचवांछितंदत्वांतत्रैवांतरदधेहरिः ॥

ततोनावंसमारुह्यदृष्ट्वावित्तप्रपूरितां ॥१७॥

ટીકા—એટલામાં સાધુવાણીયો જુવે છે તો પોતાનું વાહાણ પ્રથમ પ્રમાણે ધનથી ભરેલુ છે. ॥ ૧૭ ॥

कृपयासत्यदेवस्यसफलंवांछितंमम ॥

इत्युक्त्वास्वनैःसार्द्धंपूजांकृत्वायथाविधि ॥१८॥

ટીકા—આવું આશ્ચર્ય જોતાંજ સાધુવાણીયો કહે છે શ્રી સત્યદેવના પ્રસાદથકી મારૂ ઇચ્છિત પુર્ણ થયું એવું બોલી ત્યાં જે તેના સગાવાહલા હતા તે સાથે યથાવીધિ શ્રી સ. ત્યદેવનું પુજન કર્યું. ॥ ૧૮ ॥

हर्षेणचाभवत्पूर्णःसत्यदेवप्रसादतः ॥

नावंसंयोज्ययत्नेनस्यदेशगमनंकृतम् ॥१९॥

ટીકા—તે પછી એ સાધુવાણીયો સત્યદેવની કૃપાથી સુખી થયો અને વાહાણ તૈયાર કરાવી પોતાને દેશ જવા સારૂ નીકળ્યો. ॥ ૧૯ ॥

साधुर्जामातरंप्राहपश्यरत्नपुरींमम ॥

दूतंचप्रेषयामासनिजवित्तस्यरक्षकं ॥ २० ॥

ટીકા—વાહાણમાં બેઠેલા જમાઇને સસરો કહેછે કે હે જમાઇરાજ મારી રત્નસારપુરી નગરી દેખાયછે તે જુવો એવું કહીને પોતાના ધનનું રક્ષણ કરનાર સિપાઇયોમાંથી એક સિપાઇને પોતાને ઘેર પોતે આવ્યાનું વર્તમાન કેહેવા

સારૂં મોકલ્યો, ॥ ૨૦ ॥

दूतोऽसौनगरंगत्वासाधुभार्यांविलोक्यच ॥
प्रोवाचवांच्छितंवाक्यंनत्वाबद्धांजलिस्तदा २१

ટીકા—એ વાહાણમાંથી ઉતરેલા સિપાઇયે રત્નસાર-પુરી નગરમાં જઇ સાધુવાણીયાને ઘેર સાધુવાણીયાની સ્ત્રીને જોઇને તેની આગળ હાથ જોડયા તે વખતે તે સ્ત્રી પોતાના સ્વામી તથા જમાઇ આવવાની ઇચ્છા કરતી હતી. ॥ ૨૧ ॥

निकटेनगरस्यैवजामात्रासहितोवणिक ॥
आगतोबंधुवर्गैश्चवित्तैश्चबहुभिर्युतः ॥२२॥

ટીકા—તેજ એ સિપાઇએ કહ્યું કે આપના સ્વામી આપના નગરની સમીપમાં જમાઇ તથા બંધુ વર્ગ સાથે ઘણુ ધન કમાઇને આવ્યા છે. ॥ ૨૨ ॥

श्रुत्वादूतमुखाद्वाक्यंमहाहर्षवतीसती ॥
सत्यपूजांततःकृत्वाप्रोवाचतनुजांप्रती ॥ २३ ॥

ટીકા—એ સિપાઇના મોનું બોલવું સાંભળીને એ સ-તી વાણીયાની સ્ત્રી ઘણીજ હર્ષમાન થઇ અને શ્રી સત્યદે-વનું તેજ વખતે પુજન કરીને પોતાની કન્યાને કેહેવા લાગી.

व्रजामिशीघ्रमागच्छसाधुसंदर्शनायच ॥

व्रजामिशीघ्रमागच्छसाधुसंदर्शनायच ॥
इतिमातृवचःश्रुत्वाव्रतंकृत्वासमाप्यच ॥ २४ ॥

ટીકા—કે હે માહારી વાહાલી કન્યા હું સ્વામીના દર્શન માટે પ્રથમ જાઉ છું તું તારા બાપનું દર્શન કરવા આવ એવું માનું વચન સાંભળીને કલાવતી કન્યાએ શ્રી સત્યનારાયણના વ્રતની સમાપ્તી કરી ॥ ૨૪ ॥

प्रसादंचपरित्यज्यगतासापिपतिंप्रति ॥
तेनरुष्टःसत्यदेवोभर्तारंतरणींतथा ॥ २५ ॥

ટીકા—અને પ્રસાદ લીધા વગર પોતાના સ્વામિનું દર્શન કરવા તતપર થઇને તરત ગઇ તે અપમાને કરીને શ્રી સત્યદેવ તેના ઉપર કોપાયમાન થયા અને તેનો સ્વામિ જે વાહાણમાં હતો તેમાંજ બધું ધન હતું તેજ વાહાણ જમાઇ ધન સાથે. ॥ ૨૫ ॥

संहृत्यचधनैःसर्द्धजलेतस्यावमज्जयन् ॥
ततःकलावतीकन्यानविलोक्यनिजंपतिं ॥२६॥

ટીકા—દરીઆમાં અદ્રશ્ય થઇ ગયું તે પછી ઘણીજ જલદીથી આ પેલી કલાવતી કન્યાએ પોતાના સ્વામિને દિઠો નહી. ॥ ૨૬ ॥

शोकेनमहतातत्ररुदतीचापतद्भुवि ॥
दृष्ट्वातथाविधानावंकन्यांचबहुदुःखितां ॥२७॥

ટીકા—તે ઉપરથી તેને એટલું તો દુઃખ અને શોક થયો કે જેમ પવનથી કેળનું ઝાડ એકદમ ભોંય ઉપર પડે છે તેમ એ એકાએક રોતીરોતી ભોંય ઉપર પડી આ પ્રમાણે વાહાણના તથા કન્યાના હેવાલ જોઇ. ॥ ૨૭ ॥

भीतेनमनसासाधुःकिमाश्चर्यमिदंभवेत् ॥
चिंत्यमानाश्चतेसर्वेबभूवुस्तारिवाहकाः ॥ २८ ॥

ટીકા—ગભરાઇ ગયેલા મનનો સાધુવાણીયો કેહેછે કે આ શું આશ્ચર્ય છે તેમ વાહાણવાળા પણ ગભરાઇ ગયા. ॥ ૨૮ ॥

ततोलीलावतीकंन्यांदृष्ट्वासाविव्हलाभवत् ॥
विललापातिदुःखेनभर्तारंचेदमब्रवीत् ॥ २९ ॥

ટીકા—પછી લીલાવતી પોતાની કન્યા ભયભીત થયેલી જોઇ દુઃખથી ઘણોજ વિલાપ કરી પોતાના સ્વામિને કેહે છે. ॥ ૨૯ ॥

इदानींनौकयासार्द्धंकथंसोऽभूदलक्षितः ॥
नजानेकस्यदेवस्यहेलयाचैवसाहृता ॥३०॥

ટીકા—જોતાં જોતાંમાં વાહાણમાં આપણો જમાઇ વાહાણ સાથે અદ્રશ્ય થઇ ગયો એતો કાંઇપણ કારણછે અથવા કોઇ દેવનો અપરાધ થવાથી એ દેવે એ વાહાણ હરણરૂપ અદ્રશ્ય કર્યું નહીં હોય. ॥ ૩૦ ॥

सत्यदेवस्यमाहत्म्यंज्ञातुंवाकेनशक्यते ॥
इत्युक्त्वाविललापैवततश्चस्वजनैःसह ॥३१॥

टीका—અથવા શ્રી સત્યદેવનું માહાત્મ જાણવાને કોણ શકિતમાન છે એવું કહીને ઘણા લોકો મળીને ઘણો શોક કરી રડવા લાગી. ॥ ૩૧ ॥

ततोलीलावतीकन्यांक्रोडेकृत्वारुरोदह ॥
ततःकलावतीकन्यानष्टेस्वामिनिदुःखिता ।३२।

ટીકા—અને પછી પોતાની કન્યા કલાવતીને ખોળે બેસાડી ઘણા વખત સુધી દુઃખથી રડવા લાગી તે જોઇ કલાવતીએ પોતાનો સ્વામી મરીગયોછે એવું ધારીને. ॥૩૨॥

गृहीत्वापादुकांतस्याऽनुगंतुंचमनोदधे ॥ कन्यायाश्चरितंदृष्ट्वासभार्यःसज्जनोवणिक् ॥ ३३ ॥

ટીકા—પોતાના સ્વામિની પાદુકાઓ લેઇ તે સાથે પોતે સતી થવાને તૈયાર થઇ. એ કન્યા કલાવતી પોતાના સ્વામિની પાદુકાઓ સાથે બળી મરવાનો નિશ્ચય જોઈ સ્ત્રી સાથે સાધુવાણીયો. ॥ ૩૩ ॥

अतिशोकेनसंतप्तश्चिंतयामासधर्मवित् ॥
हृतंवासत्यदेवेनभ्रांतोहंसत्यमायया ॥३४॥

ટીકા—ઘણા શોકથી ત્રાસ પામેલો એવો ધર્મ વિચા-

રથી ચિત્તા કરીને બોલેછે શું ? શ્રી સત્યદેવે તો એનું હ-
રણ કર્યું નહીં હોય અને તેમનાં માયાથકી મોહિત થઇને
તો વ્રત હું જાણુતો નથી. ॥ ૩૪ ॥

सत्यपूजांकरिष्यामियथाविभवविस्तरैः ॥
इतिसर्वान्समाहूयकथयित्वामनोरथं ॥३५॥

ટીકા—તો આ કામને વાસ્તે ઘણુંજ ધન ખરચીને
એ શ્રી સત્યદેવનું વ્રત કરીશ એવું બધા જણુને પાસે બો-
લાવી પોતાનો મનોરથ કહ્યો. ॥ ૩૫ ॥

नत्वाचदंडवद्भूमौसत्यदेवंपुनःपुनः ॥
ततस्तुष्टःसत्यदेवोदीनानांपरिपालकः ॥३६॥

ટીકા—અને શ્રી સત્યદેવને વારેઘડીયે દંડ જેવા નમ-
સ્કાર કરવા લાગ્યો એવો એ સાધુવાણિયો અનન્યભાવથી
શ્રીસત્યદેવને શરણે ગયો તેથી શ્રીસત્યદેવ જે દીન જનોને
પાળવાને સમશેર ફેરવનારા તે સંતુષ્ટ થયા. ॥ ૩૬ ॥

जगादवचनंचैनंकृपयाभक्तवत्सलः ॥
त्यक्त्वाप्रसादंतेकन्यापतिद्रष्टुंसमागता ॥३७॥

ટીકા—આકાશમાંથી આકાશ વાણીથી સાધુવાણિયાને
ભક્તવત્સલ ભગવાન કૃપાથી કેહેવા લાગ્યા કે અરે એ સા-
ધુવાણિયા તારી કન્યા મારૂં પુજન કરીને પ્રસાદ ખાધા વ-
ગર પોતાના સ્વામીના મોહથી ઉતાવળી થતી આવી. ૩૭

अतोऽदृष्टोऽभवत्तस्याःकन्यकयाःपतिध्रुवम् ॥
गृहंगत्वाप्रसादंचभुक्त्वासयातिचेत्पुनः ॥३८॥

ટીકા—આ કારણથી તેનો સ્વામિ આ સમુદ્રમાં અદ્રશ્ય થયો છે એમાં કાંઇ સંદેહ નથી તે માટે જો એ ઘેર જઇ પ્રસાદ ખાઇ પાછી આવશે. ॥ ૩૮ ॥

लव्धभर्त्रींसुतासाधोभविष्यतिनसंशयः ॥
कन्यकाताहृशंवाक्यंश्रुत्वागगनमंडलात् ॥३९॥

ટીકા—તો આ તારી કન્યા તેના સ્વામિને જોશે એમાં લગારે પણ તું સંદેહ માનીશ નહીં. ॥ ૩૯ ॥

क्षिप्रंतदागृहंगत्वाप्रसादंचबुभोजसा ॥
सापश्चात्पुनरागत्यददर्शसजनंपतिं ॥४०॥

ટીકા—એવા અશરીર આકાશમાંના વાકયો સાંભળતાંવારજ કલાવતી જલદીથી પોતાને ઘેર જઇ પ્રસાદ ખાઇ પાછી પોતાને ઠેકાણે આવીને જુવે છે તો તેજ વખતે સ્વજન અને પોતાનો સ્વામિ તેની નજરે પડયો. ॥ ૪૦ ॥

ततःकलावतीकन्याजगादपितरंप्रति ॥
इदानींचगृहंयाहिविलंबकुरुषेकथं ॥४१॥

ટીકા—તે પછી એ કલાવતી કન્યા પોતાના બાપને કેહે છે કે હે તાત હવે જલદી આપણું ઘેર પધારો શામાટે વિલંબ કરો છો. ॥ ૪૧ ॥

तच्छ्रुत्वाकन्यकावाक्यंसंतुष्टोऽभुद्वाणिक्सुतः ॥
पूजनंसत्यदेवस्यकृत्वाविधिविधानतः ॥४२॥

ટીકા—એવું કન્યાનું મધુર ભાષણ સાંભળીને સાધુવાણિયે આનંદ પામ્યો અને પછી વિધીવિધાનથી શ્રીસત્યદેવનું પુજન કર્યું ॥ ૪૨ ॥

धनैर्बंधुगणैःसार्द्धंजगामनिजमंदिरं ॥
पौर्णमास्यांचसंक्रांतौकृतवान्सत्यपूजनं ॥४३॥

ટીકા—અને ઘણું ધન્ય અને પોતાના સગાવાહાલા કુટંબ મિત્ર સાથે પોતાને ઘેર આવ્યો અને તે પછી દરેક પુનમે સૂર્ય સંક્રાંતિને દિવસે શ્રી સત્યદેવનું પુજન કરતો. ૪૩

इहलोकेसुखंभुक्त्वाचांतेसत्यपुरंययौ ॥४४॥

ટીકા—તે થકી એ સાધુવાણિયો આ મનુષ્ય લોકમાંનાં સર્વ સુખ ભોગવી અને મરણ પછી શ્રી સત્યપુરને વિશે ગયો. ॥ ૪૪ ॥

इतिश्रीस्कंधपुराणेरेवाखंडेसत्यनारायणकथायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

# श्रीसत्यनारायण कथा.

## ॥ सूतउवाच ॥

अथान्यच्चप्रवक्ष्यामिश्रुणुध्वंमुनिसत्तमाः ॥

आसीत्तुंगध्वजोराजाप्रजापालनतत्परः ॥ १ ॥

ટીકા—સુતજી કેહેછે હે મુનિશ્રેષ્ઠજી શ્રી સત્યદેવ વિશે એથી પણ બીજો એક ઇતિહાસ કહું છું તે સાંભળો. પુર્વે અંગધ્વજ નામનો રાજા પ્રજાનું પાલણ કરવાને તત્પર એવો હતો. ॥ १ ॥

प्रसादंसत्यदेवस्यत्यक्त्वादुःखमवापस ॥
एकदासवनंगत्वाहत्वाबहुविधान्पशून् ॥ २ ॥

ટીકા—એ રાજાએ શ્રી સત્યદેવનો પ્રસાદ છાંડ્યો આ દોષથી ઘણુંજ દુઃખ પામ્યો તે એવું કે એક દિવસે તે રાજા હરણનો શિકાર કરવા વનમાં જઇ ઘણા પશુને મારી. ૨

आगत्यवटमूलंचदृष्ट्वासत्यनाहावणस्यपूजनं ॥
गोपाःकुर्वंतिसंतुष्टाभक्तियुक्ताःसबांधवाः ॥ ३ ॥

ટીકા—એક વડના ઝાડના થડ નજીક આવ્યો અને શ્રી સત્યદેવનું પુજન થતું તેણે જોયું એ પુજન ગોપગણ એટલે ગોવાળીયા સરવે પોતાના ભાઇબંધો સાથે ભકિતથી કરતા હતા. ॥ ૩ ॥

राजदृष्ट्वातुदर्पेणनगत्वातनंनामसः ॥
ततोगोपगणाःसर्वेप्रसादंनृपसान्निधौ ॥४॥

ટીકા—તે જોઇને પણ રાજા તેમની પાસે ગયો નહીં તેમ દુરથી પણ તેણે નમ્રતાથી નમસ્કાર કર્યો નહીં તોપણ

એ ગોપગણે એ પુજન કર્યા પછી પ્રસાદ રાજાની પાસેમુકી.૪
संस्थाप्यपुनरागत्यभुक्त्वासर्वैयथेप्सितं ॥
ततःप्रसादंसंत्यज्यराजादुःखमवापसः ॥५॥
टीका—બધા પાછા આવ્યા અને પ્રસાદ ખાઇ પરમ-આનંદમાં રહ્યાં. આણીગમ રાજાએ એ પ્રસાદ ન લેતાં ત્યાંજ રેહેવા દીધો એ કારણથી એ ઘણુ જ દુઃખ પામ્યો.૫
तस्यपुत्रशतंनष्टंधनधान्यादिकंचयत् ॥
सत्यदेवेनतत्सर्वंनाशितंममनिश्चितं ॥६॥
टीका—તેના સો પુત્ર મરી ગયા ધન્યધાન્ય ઇત્યાદિ જે કાંઇ હતુ તે બધું જતુ રહ્યું ત્યારે તે રાજાને મનમાં વિચાર ઉત્પન્ન થયો કે મારૂ આ સર્વ શ્રી સત્યદેવેજ નિશ્ચય હરણ કર્યું છે. ॥ ६ ॥
अतस्तत्रैवगच्छामियत्रदेवस्यपूजनं ॥
मनसातुविनिश्चित्यययौगोपालसन्निधौ ॥ ७ ॥
टीका—એ માટે હવે જ્યાં શ્રી સત્યદેવનું પુજન હશે ત્યાંજ હું જઇશ એવું મનમાં લાવીને રાજા ગોપગણ પાસે આવ્યો. ॥ ७ ॥
ततोऽसौसत्यदेवस्यपूजांगोपगणैःसह ॥
भक्तिश्रद्धान्वितोभूत्वाचकारविधिनानृपः ॥८॥

ટીકા—અને ભક્તિથી એ ગોપગણો સાથે શ્રી સત્યદેવનું પુજન કરવા લાગ્યો. ॥ ८ ॥

सत्यदेवप्रसादेनधनपुत्रान्वितोऽभवत् ॥
इहलोकेसुखंभुक्त्वाचातेसत्यपुरंययौ ॥९॥

ટીકા—તે પછી શ્રી સત્યદેવના પ્રસાદથી એ રાજા ધન તથા પુત્રવાન થયો અને આ મનુષ્ય લોકમાંના સર્વે સુખ ભોગવીને અંતે સત્યપુરને વિશે ગયો. ॥ ९ ॥

यइदंकुरुतेसत्यव्रतंपरमदुर्लभं ॥
शृणोतिचकथांपुण्यांभक्तियुक्तःफलप्रदां ॥१०॥

ટીકા—આવું આ ઘણું દુર્લભ શ્રી સત્યનારાયણ વ્રત જે કોઇ સ્વીકારે છે અથવા જે કોઇ ભક્તિપુર્વક પુણ્ય અને ફળ આપનાર આવી આ શ્રી સત્યનારાયણની કથા સાંભળે છે. ॥ १० ॥

धनधान्यादिकंतस्यभवेत्सत्यप्रसादतः ॥
दरिद्रोलभतेवित्तंबद्धोमुच्येतबंधनात् ॥११॥

ટીકા—તેને ભગવાન શ્રી સત્યદેવના પ્રસાદથી ધનધાન્ય વિગેરે સંપત્તી પ્રાપ્ત થાય છે દરિદ્રી હોય તેને ધનલાભ થાય છે બંદીખાને પડયો હોય તો તેથી મુક્ત થાય છે. ११

भीतोभयात्प्रमुच्येतसत्यमेवनसंशयः ॥

ईप्सितंचफलंभुक्त्वाचांतेसत्यपुरंव्रजेत् ॥१२॥

ટીકા—જેને ભય પ્રાપ્ત થયું હોય તો તે ભયથકી મુક્ત થાય આ સત્ય છે એમાં કાંઇ પણ સંદેહ નથી શ્રી સત્યદેવનું વ્રત કરનારો માણસ આ લોકને વિશે સર્વે સુખ ભોગવીને અંતે સત્યપૂર એટલે વૈકુંઠને વિશે જાયછે. ૧૨

इतिवः कथितंविप्राःसत्यनारायणव्रतं ॥
यत्कृत्वासर्वदुःखेभ्योमुक्तोभवतिमानवः ॥१३॥

ટીકા—સુતજી કેહેછે હે શૌનકઆદી રૂષીઓ આ પ્રમાણે આપને શ્રી સત્યનારાયણ વ્રત કહ્યું તે વ્રત કર્યાથકી માણસ સર્વ દુઃખથકી મુકત થાયછે. ॥ ૧૩ ॥

विशेषतःकलियुगेसत्यपूजाफलप्रदा ॥
केचित्कालंवदिष्यंतिसत्यमीशंतमेवच ॥ १४ ॥

ટીકા—તેમાં મુખ્યત્વે કરીને આ ઘોર કલિયુગમાં ફળ આપનારી આ શ્રી સત્યદેવની પુજાજ સમર્થ છે કેટલાએક દિવસ સુધી આ સત્યનારાયણને ( સત્યઇશ ) એવું કેહે છે. ॥ ૧૪ ॥

सत्यनारायणंकेचित्सत्यदेवंतथापरे ॥
नानारूपधरोभूत्वासर्वेषामीप्सितप्रदः ॥१५॥

ટીકા—કોઇ સત્યનારાયણ કોઇ સત્યદેવ એવું તેને કેહે છે પણ એ ભગવાન અનેક રૂપ ધારણ કરીને સર્વ જીવમાત્ર

ना इच्छितफळ आपनारा ॥ १५ ॥

भविष्यतिकलौसत्यव्रतंरूपीसनातन ॥

यइदंपठतेनित्यंशृणोतिमुनिसत्तमाः ॥१६॥

ટીકા—ને કલિયુગને વિશે તો સનાતન એટલે ચિરકાળ વૃતરૂપી એવો થશે આ સત્યનારાયણ વ્રત કથાનો જે કોઇ નિત્ય પાઠ અગર શ્રવણ કરે તો તેને સુતજી કેહેછે હે શૌનક આદી મુનીઓ શ્રી સત્યદેવના પ્રસાદથી સર્વ પાપો જતાં રહે છે. ॥ १६ ॥

सत्यंनश्यंतिपापानिसत्यदेवप्रसादतः ॥

इति श्रीस्कंदपुराणेरेवाखंडेश्रीसत्यनारायणव्रत कथायांपंचमोऽध्यायः ॥ ५ ॥

श्रीसत्यनारायणार्पणमस्तु ॥ शुभंभवतु ॥

## मानवधर्मशास्त्र.

---

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ॥

परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ।२२७।

ટીકા—પાત્ર વસ્તુ અથવા પાત્ર પુરૂષ મળી આવે તો ગૃહસ્થે ખરા ભાવથી અને યથાશકિતએ દાન, ધર્મ સદા

કરવાં એટલે યજ્ઞ, યજ્ઞાદિ તથા કુવા, તળાવ ખોદાવવામાં ખરચ કરવો. ॥ ૨૨૭ ॥

**यत्किंचिदपि दातव्यं याचितेनानसूयया ॥**
**उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः २२८**

ટીકા—માગવા આવનાર કોઇ આવ્યો તો તેને તરછોડ્યા વિના યથાશક્તિએ યત્કિંચિત પણ આપવું કેમકે એવી રીતે નિત્ય આપતાં કોઇ સમયમાં એવો પાત્ર પુરૂષ પણ આવી જશે કે જે દાતારને સર્વ પાપમાંથી તારશે. ॥ ૨૨૮ ॥

**वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदः ॥**
**तिलप्रदःप्रजामिष्टां दीपदश्चक्षुरुत्तमम् ॥२२९॥**

ટીકા—પરબ બેસાડનાર ( પારકી આંતરડી ઠાર્યાથી ) પોતાની આંતરડી ઠારે છે, અન્નદાતા અત્યંત સુખ પામે છે, તલનું દાન કરનાર ઇષ્ઠ પ્રજા પામે છે; દીપદાન કરનારને આંખે ઉત્તમ તેજ આવેછે. ॥ ૨૨૯ ॥

**भूमिदो भूमिमाप्नोति दीर्घमायुर्हिरण्यदः ॥**
**गृहदोऽग्रयाणि वेश्मानि रूप्यदो रूपमुत्तमम्**

ભૂમિદાન કરનારને ભૂમિ મળે છે. સુવર્ણ દાન કરનારને લાંબો આવરદા, ઘરનું દાન કરનારને મોહોટાં મો-

મોટાં મંદિર, મેહેલ મળે છે; અને રૂપાદાન કરનારને ઉત્તમ રૂપ મળે છે. ॥ ૨૩૦ ॥

वासोदश्चन्द्रसालोक्यमाश्विदः ॥
अनडुहःश्रियं पुष्टां गोदो ब्रध्नस्य विष्टपम् २३१

ટીકા—વસ્ત્રદાતા ચંદ્રના સરખા સ્થાનને પામે છે; ઘોડાનું દાન કરનાર અશ્વિની કુમારના સરખી સંપત્તિને પામે છે; બળદનું દાન કરનારને પુષ્કળ ધન મળેછે; અને ગાયનું દાન કરનાર સુર્યલોકને પામે છે. ॥ ૨૩૧ ॥

यानश्याप्रदो भार्यामैश्वर्यममयप्रदः ॥
धान्यदःशाश्वतं सौख्यं ब्रह्मदो ब्रह्मसार्ष्टिताम्

ટીકા—રથ તથા શય્યા દેનાર રૂડી ભારજા પામે છે; અભય આપનારને ઐશ્વર્ય મળે છે; ધાન્ય દેનારને નિરંતર સુખ મળેછે; વિદ્યાનું દાનં આપનાર બ્રહ્મદેવની સાથે એકત્ર થઇ જાયછે. ॥ ૨૩૨ ॥

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् २३३

ટીકા—જળ, અન્ન, ગાય, ભુમિ, વસ્ત્ર, તલ, સોનું, ઘી એ સર્વ દાન કરતાં વિદ્યાદાન આપ્યાનું મોહોટું પુણ્ય છે. ॥ ૨૩૩ ॥

येन येन तु भावेन यद्यद्दानं प्रयच्छति ॥

तत्तत्तेनैव भविन प्राप्नोति प्रतिपूजितः ।२३४।

ટીકા—જેવા જેવા ભાવથી જે જે વસ્તુનું દાન કરે છે તે તે વસ્તુ તેવા ભાવથી બીજા જન્મમાં દાતાને મળેછે. ૨૩૪

योऽर्चितं प्रतिगृह्णाति ददात्यर्चितमेवच ॥
तावुभौ गच्छतःस्वर्गं नरकं तु विपर्यये ।२३५।

ટીકા—દાતાર સારા ભાવથી તથા માનપૂર્વક દાન આપે અને લેનાર પણ માનપૂર્વક લે તો બંન્ને જણને સ્વર્ગપ્રાપ્તિ થાયછે. પણ તેથી ઉલટી રીતે ચાલે તો ફળ એક બાજુએ રહેતાં તેઓ નરકમાં જાયછે. ॥ ૨૩૫ ॥

न विस्मयेत तपसा वदेदिष्ट्वा च नानृतम् ॥
नार्तोऽप्यपवदेद्विप्रान्न दत्वापरिकीर्त्तयेत् २३६

ટીકા—તપ કરીને ગર્વ કરવો નહિ; યજ્ઞ કરીને જુઠું બોલવું નહિ; પીડામાં હોય તો પણ ગૃહસ્થે બ્રાહ્મણનું અપમાન કરવું નહિ, અને દાન આપીને તે કહી સંભળાવવું નહિ એટલે તેની કીરતિ કરાવવી નહિ. ॥ ૨૩૬ ॥

यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ॥
आयुर्विप्रापवादेन दानं च परिकीर्त्तनात् ।२३७।

ટીકા—જુઠું બોલવાથી યજ્ઞનું ફળ જતું રેહેછે; ગર્વથી તપ ધોવાઇ જાય છે; બ્રાહ્મણનું અપમાન કર્યાથી આવરદા ઘટે છે; અને દાનની ફુલાશ મારવાથી દાનનું પુણ્ય જતું રહેછે.૨૩૭

## ॥ अथ नर्मदाष्टक प्रारंभः ॥

श्रीगणेशायनमः ॥ सबिंदुसिंधुसुस्खलत्तरंगभंग-
रंजितं द्विषत्सु पापजातजातकारिवारिसंयुतम् ॥
कृतांतदूतकालभूतभीतिहारिवर्मदे त्वदीयपाद-
पंकजं नमामि देवी नर्मदे ॥ १ ॥ त्वदंबुलीनदीन-
मी नदिव्यसंप्रदायकं कलौमलौघभारहारि सर्व-
तीर्थनायकम् ॥ सुमच्छकच्छनक्रचक्रचक्रवाकश
मदे त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥ २ ॥
महागंभीरनीरपूरपापधूतभूतलं ध्वनत्समस्तपा
तकारि दारितापदाचलम् ॥ जगल्लये महाभयेमृ-
कंडुसुनुहर्म्यदे त्वदीयपादपं० ॥ ३ ॥ गतं तदैव मे
भयं त्वदंबुविक्षितं यदा मृकंडुसुनुशौनकासुरारि
सेवि सर्वदा ॥ पुनर्भवाब्धिजन्मजं भवाब्धिदुःख
वर्मदे त्वदीयपादपं ॥ ४ ॥ अलक्षालक्षकिन्नरामरा
सुरादिपूजितं सुलक्षनीरतीरधीरपक्षिलक्षकूजित

म् ॥ वशिष्ठशिष्टपिप्पलादिकर्दमादिशर्मदे त्वदीयपाद॥५॥ सनत्कुमारनाचिकेतकश्यपात्रिषट्पदैर्धृतं स्वकीयमानसेषु नारदादिषट्पदैः ॥ रवींदुरंतिदेवदेवराजकर्मशर्मदे त्वदीयपाद ॥ ६ ॥ अलक्षलक्षलक्षपापलक्षसारसायुधं ततस्तु जीवजंतुतंतुभुक्तिमुक्तिदायकम् ॥ विरिंचिविष्णुशंकरस्वकीयधामवर्मदे त्वदीयपाद ॥७॥ अहो मृतं स्वनं सृतं महेशकेशजातटे किरातसुतवाडवेषु पंडिते शठे नटे ॥ दुरंतपापतापहारि सर्वजंतुशर्मदे त्वदीयपाद ॥८॥ इदं तु नर्मदाष्टकं त्रिकालमेव ये सदा पठंति ते निरंतर न यांति दुर्गतिं कदा ॥ सुलभ्यदेहदुर्लभं महेशधामगौरवं पुनर्भवा नरा न वै विलोकयंति रौरवम् ॥९॥ इति श्रीमच्छंकराचार्यविरचितं नर्मदाष्टकस्तोत्र संपूर्णम् ॥ १३० ॥ ॥ ॥ ॥

समाप्त.

